# વિદેશી કાપડ બહિષ્કાર

(ગાંધીજીના વિચારો)



વિદેશી કાપડ બહિષ્કાર સમિતિ
અમદાવાદ.

કિંમત એક આનો

# નિવેદન

વિદેશી કાપડના બહિષ્કાર સંબંધી ઉપસ્થિત થતી અનેક શંકાઓનું નિવારણ કરવા તથા એ ચળવળ સફળ કરવાનો સાચો માર્ગ સમજાવવા ગાંધીજીએ એમની યાદગાર કૂચ શરૂ કર્યા બાદ કેટલાક મનનીય લેખો 'નવજીવન'માં આપ્યા હતા. આજે જ્યારે પ્રજાએ એ ચળવળ અત્યંત ઉત્સાહપૂર્વક ઉપાડી લીધી છે તે પ્રસંગે એમના વિચારો સર્વેને સ્હેલાઈથી મળી શકે એ હેતુથી તે લેખો પ્રગટ કરવા પ્રેરાયા છીએ.

ગાંધીજીના જેલ જવા બાદ આ ચળવળ સંબંધી શ્રી. મીરાંબ્હેને પણ કેટલાક લેખો બહાર પાડયા છે તે પણ આ સાથે મૂકયા છે. બહિષ્કારના કાર્યને અંગે આ પુસ્તક ઉપયોગી નીવડશે એવી આશા છે.

અમદાવાદ. મંત્રી,
તા. ૨૦-૭-૧૯૩૦ વિ૦ કા૦ બ૦ સમિતિ

# (૧) સ્વદેશી

( મહાત્મા ગાંધીજી )

એક તરફથી મુંબઈના કાપડના વેપારીઓ વિદેશી વસ્ત્રના બહિષ્કારની વાતો કરી રહ્યા છે, બીજી તરફ અમદાવાદની ગુજરાત સભા એ જ વાત કરી રહી છે. બન્નેનો ઉદ્દેશ આ ચાલી રહેલી હિલચાલને યથાશક્તિ મદદ કરવાનો છે. પણ બન્ને ભૂલ કરે તો અજાણપણે વિદેશી કાપડના બહિષ્કારની હિલચાલને ધક્કો પહોંચવાનો સંભવ છે.

સ્વદેશીના આટલા પ્રકાર જોવામાં આવે છે :

૧. શુદ્ધ એટલે હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી.

૨. હિંદુસ્તાનની હિંદી માલિકી ને હિંદી તંત્ર નીચે ચાલતી મિલોમાં બનેલું અને તેવી જ મિલમાં કંતાયેલા સૂતરનું કાપડ.

૩. આવી મિલમાં થોડા કે વધારે અંશમાં પરદેશી મિલોમાં કંતાયેલા સૂતરનું કાપડ.

૪. હિંદુસ્તાનમાં ગમે તે મિલમાં એટલે પરદેશીઓની માલિકીમાં ને પરદેશીના તંત્રમાં રહેલી મિલોનું કાપડ.

૫. હિંદુસ્તાનમાં બનેલી વસ્તુમાત્ર.

૬. જે વસ્તુને વિષે હિંદુસ્તાનમાં કંઇ પણ ક્રિયા થઇ હોય તે વસ્તુ, જેમકે વાજાના બધા ભાગો પરદેશમાં બન્યા હોય ને તેમને ગોઠવીને વાજું હિંદુસ્તાનમાં એકઠું કર્યું હોય.

બહિષ્કારના પ્રકાર નીચે પ્રમાણે છે :

(अ) વિદેશી વસ્ત્રમાત્રનો બહિષ્કાર.

(ब) માત્ર અંગ્રેજી કાપડનો જ બહિષ્કાર.

(क) બધી અંગ્રેજી વસ્તુઓનો બહિષ્કાર.

(ग) બધી પરદેશી વસ્તુઓનો બહિષ્કાર.

મારી દૃષ્ટિએ ખરૂં સ્વદેશી (૧) એટલે શુદ્ધ ખાદી જ છે, ને ખરો બહિષ્કાર (अ) એટલે વિદેશી વસ્ત્રમાત્રનો. (૧) સ્વદેશી સિદ્ધ થાય તો બીજાં આવશ્યક સ્વદેશી એની મેળે જ સિદ્ધ થાય. બધાં ફાયદાકારક સ્વદેશીને પહોંચવા જતાં એક આવશ્યકને પણ નહિ પહોંચાય.

બહિષ્કાર એક (अ) જ એટલે વિદેશી કાપડમાત્રનો આવશ્યક છે, ને તે ખાદીની મારફતે જ શક્ય છે.

વાંચનાર યાદ રાખે કે બીજા સ્વદેશીની વાત મહાસભાની હસ્તીના કાળથી એટલે ૪૫ વર્ષ થયાં ચાલતી આવે છે, પણ સિદ્ધ થયેલ નથી. શુદ્ધ સ્વદેશીની એટલે ખાદીની વાતને નવ વર્ષ જ થયાં છે, છતાં તેમાં સારી સફળતા મળી ચૂકી છે. તેને સારૂ એવી એક રાષ્ટ્રીય સંસ્થા ઊભી થઇ છે કે જેની જોડીની બીજી એક પણ સંસ્થા આખા જગતમાં મારી નજરે નથી. આ ખાદીની પ્રવૃત્તિને લીધે જ વ્યાપક સવિનય ભંગનો પ્રયોગ શક્ય થયો છે.

વાંચનાર યાદ રાખે કે પિસ્તાળીસ વર્ષ થયાં પરદેશી વસ્તુઓ અથવા અંગ્રેજી વસ્તુઓના બહિષ્કારની વાત ચાલતી આવી છે. પણ તેમાં કશી સફળતા મળી જોવામાં નથી આવી. જ્યારે પરદેશી કાપડના બહિષ્કાર ઉપર એટલી અસર પડી ચૂકી છે કે જેથી પ્રજાને તે બહિષ્કારની શકયતા વિષે વિશ્વાસ ઉત્પન્ન થયો છે.

મારો અભિપ્રાય છે કે વ્યવહારદૃષ્ટિએ વિચારતાં પ્રજાનું ધ્યાન વિદેશી કાપડના બહિષ્કારની બહાર જવા દેવામાં હાનિ છે, અને ખાદીની બહાર જઇને વિદેશી કાપડનો બહિષ્કાર સાધવાનો વિચાર કરવો એ ટૂંકી બુદ્ધિની નિશાની છે. જો દેશી મિલોથી જ તે બહિષ્કાર સિદ્ધ થવાનો હોત તો આજ લગીમાં એટલે પચાસ વર્ષમાં મિલોએ તે સિદ્ધ કર્યો હોત. હા, મિલો ખાદીની સાથે ભળીને બહિષ્કારને સરસ મદદ કરી શકે છે. એ કઇ રીતે તે હું બતાવી ચૂકયો છું.

હિંદુસ્તાનની મિલોના કાપડનું સ્વદેશી એ નિરર્થક

છે એટલું જ નહિ પણ નુકસાનકારક છે. કેમકે તેથી ખાદી અને મિલના કાપડને સરખું સ્થાન મળે છે. એ તો લાંબા ને ટૂંકાની દોસ્તી વાળી વાત થઈ. લાંબાને સરખા હક એટલે ટૂંકાને કંઈ જ નહિ. ટૂંકો લાંબાની હારે કદી ઊભી ન જ શકે એ નરી આંખે દેખાય એવી વાત છે. તેથી લાંબો જો ટૂંકાને ન્યાય આપવા ઇચ્છે તો તેણે ટૂંકાને હમેશાં આગળ મૂકવો જોઇએ, ટૂંકાને જે જોઈએ તેનો તેણે ત્યાગ કરવો જોઇએ, ટૂંકાને પોતાની કાંધ ઉપર ઊંચકીને પોષવાની પણ જરૂર પડે. બરોબર એ જ રીતે મિલના કાપડ અને ખાદી વચ્ચેનો સંબંધ છે. મિલનું કાપડ તો ચાલે જ છે. ખાદી તો હજુ રીખતાં શીખી નથી. એટલે શુદ્ધ ખાદીનું નર્યું વ્રત ન હોય તે આટલું જ કરી શકેઃ "હું વિદેશી કાપડ જેમાં એક પણ વિલાયતી ધાગો હશે તે કદી નહિ વાપરૂં, તેને બદલે બને ત્યાં લગી શુદ્ધ ખાદી જ વાપરીશ. અને મને જોઈએ તેવી ખાદી નહિ મળી શકે તો ત્યાં હિંદુસ્તાનીની માલિકીની

ને હિંદુસ્તાનીના તંત્ર નીચે ચાલતી મિલનું કાપડ વાપરીશ."

જો ખાદીને નિરંતર નજર આગળ ન રાખીએ તો પરિણામ આટલું જ આવેઃ દેશની—દેશી નહિ—મિલના કાપડના ભાવ વધવાના અને બહિષ્કાર કદી સિદ્ધ ન થાય.

૧. આપણા યુગમાં ગમે તેવા પ્રયત્ને પણ આપણી મિલો હિંદુસ્તાનને જોઇતું કાપડ પેદા ન જ કરી શકે.

૨. મિલોનું ધ્યાન સામાન્ય રીતે પોતાના નફા ઉપર જ રહે છે ને રહેવાનું.

૩. મિલોને સરકાર ગમે ત્યારે દબાવી શકે.

૪. અત્યારનો વાયુ જોતાં એમ માલૂમ પડે છે કે દેશની મિલો પરદેશીની માલિકીમાં ને તેના તંત્ર તળે જતી જાય છે.

૫. મિલોને પરદેશી સંચા ને પરદેશી કરામત ઉપર આધાર રાખવો પડે છે, તેથીયે ગમે ત્યારે મિલો ભીડમાં આવી શકે.

એથી ઊલટું:

૧. ખાદીની ભાવના જો દેશમાં વ્યાપક થાય તો

આજે જેટલી ખાદી જોઇએ તેટલી પેદા થઇ શકે.

૨. ખાદીને મિલના જેટલી મૂડી ન જોઇએ.

૩. ખાદીને મિલના જેટલી કરામત ન જોઇએ.

૪. ખાદીના મજૂરો ત્રીસ કોટિ છે એમ કહી શકાય.

૫. ખાદીને જોઇતાં બધાં યંત્ર દેશમાં જ પેદા થાય છે.

૬. ખાદીને સરકાર કે બીજી શક્તિ કદી ન દબાવી શકે.

૭. ખાદી ઘેરઘેર પેદા થાય.

૮. ખાદીને એક જગ્યાએ બનાવી બીજી જગ્યાએ મોકલવી અનિવાર્ય નથી. આજ થોડેઘણે અંશે તેને મુસાફરી કરવી પડે છે, કેમકે ખાદીભાવના વ્યાપક નથી થઇ.

આ બધા ઉપરથી વાંચનાર જોઇ શકશે કે ખાદી એ જ એક સ્વદેશીધર્મ છે. તેનું પાલન કરતાં જેને સ્વદેશીભાવના છે તે બીજું સ્વદેશી સહેજે સાધી લેશે. જે અજ્ઞાનપણે, દેખાદેખીએ કે દંભથી ખાદી પહેરે છે, તે તો ખાદી પહેરતો છતાં સ્વદેશીવ્રતધારીમાં ન ગણાય. એવા ખાદીધારી છેલબટાઉ સ્વદેશીભાવના પોષે છે એમ ન ગણાય. જ્ઞાનપૂર્વક ખાદી ધારણ કરનાર તુરતજ જે

જે પરદેશી વસ્તુ વિના ચલાવી શકે તે વિના ચલાવતો થઈ જશે.

હવે બહિષ્કાર વિષે. બધી વસ્તુઓનો બહિષ્કાર ગાંડપણ છે. તેને વિષે દલીલ હોય નહિ.

માત્ર અંગ્રેજી વસ્તુનો કે અંગ્રેજી કાપડનો બહિષ્કાર અશક્ય છે. કેમકે અંગ્રેજી વસ્તુઓ ને કાપડ પરદેશી વસ્તુ અને કાપડને નામે આવી શકે છે. બંગાળના ભાગલાની ચળવળને વખતે અંગ્રેજી કાપડ ઉપરથી અંગ્રેજી છાપ ઉતરી તે સ્વદેશીને નામે વેચાયું હતું. એટલે અંગ્રેજી કાપડના બહિષ્કારની વાત કરતાં જાપાન ઇત્યાદિ બીજા દેશોના કાપડને લાભ આપવા ઉપરાંત એક પણ અર્થ સરે તેમ નથી.

આટલે લગી તો મેં માત્ર વિદેશી કાપડના બહિષ્કારની દૃષ્ટિએ જ વિચાર કર્યો છે.

સ્વરાજ પછીની સ્થિતિનો વિચાર કરતાં, હિંદુસ્તાનનાં કરોડો ભૂખે મરતાં કંગાળના હિતનો વિચાર કરતાં તો ખાદી એ જ એક વસ્તુનો વિચાર કરાય.

['નવજીવન'માંથી]

# (૨) બ્હેનો પ્રત્યે—

( મહાત્મા ગાંધીજી )

ગયે અઠવાડિયે મેં મદ્યપાનનિષેધ વિષે લખતાં જણાવ્યું કે બીજી પ્રવૃત્તિ પણ છે કે જે બ્હેનો અપનાવી શકે, અને જે અપનાવવાનો બ્હેનોનો ધર્મ છે. એ પ્રવૃત્તિ છે ખાદીવાટે વિદેશી વસ્ત્રનો બહિષ્કાર. આ બ્હેનોનું ખાસ ક્ષેત્ર છે અથવા હોવું જાઇએ. કેમકે વિદેશી વસ્ત્રે કરોડો ઘર બરબાદ કર્યાં છે, ને કરોડો બ્હેનોને પોતાના મદદનીશ ધંધા વિનાની કરી મૂકી છે. વિદેશી વસ્ત્રે હિંદુસ્તાનનાં સાત લાખ ગામ બરબાદ કર્યાં છે. એક તરફથી બ્હેનો ધંધા વિનાની થઇ બીજી તરફથી જે વસ્ત્રો તે પોતાના ગામડામાં પેદા કરાવતી હતી તે વસ્ત્રોના તેમને પૈસા આપવા પડે. લોકોને વિદેશી વસ્ત્રનો ભારે શોખ થયો એટલે તેઓ બહુ પ્રયત્ન વિના, ભારે તપશ્ચર્યા વિના છોડે નહિ. એ તપશ્ચર્યાની મૂર્તિ તો બ્હેનો છે. તે જે અસર લોકો ઉપર પાડી શકે તે પુરુષો કદી ન પાડી શકે.

વળી વિદેશી વસ્ત્ર પહેરનારમાં બહેનોની સંખ્યા પુરુષો કરતાં વધારે છે બહેનોની ઉપર છેવટે અસર તો બહેનોની જ પડવાની.

એટલે બહેનોએ વિદેશી વસ્ત્રની દુકાનોની ચોકી કરવાની રહી છે. પુરૂષો તો આ ચોકીમાં નિષ્ફળ ગયા. બહેનોને નિષ્ફળ થવાનું કારણ નથી. વળી અત્યારે જે વાતાવરણ આપણી સમક્ષ છે તે ૧૯૨૦–૨૧ માં નહોતું. એ વાતાવરણનો લાભ બહેનો જ લઇ શકે.

ધારો કે આજે સહુ પોતાનાં વિદેશી વસ્ત્રની હોળી કરે. પછી પહેરે શું ? દેશી મિલો બધું કાપડ ઝટ પેદા કરી ન જ શકે અને કદાચ કરે તોયે તેથી જે અર્થ આપણે સારવા છે તે તો ન જ સરે.

એ અર્થ તો ખાદીથી જ સરે. ખાદી એટલે તકલી અથવા રેંટિયો. રેંટિયો જ ગામડાની બરકત છે, એ જ અન્નપૂર્ણા છે. જો ઘેરઘેર રેંટિયો ચાલે તો જોઇએ તેટલી ખાદી આપણે આજે તૈયાર કરી શકીએ. ખાદી

તૈયાર કરવી એટલે સૂતર કાંતવું. સૂતર ભલે પુરૂષો કાંતે, પણ સૂતર કાંતવાનો ધંધો પરંપરાથી સ્ત્રીએ કર્યો છે ને તેના હાથમાં જે શક્તિ આ વિષયમાં છે તે પુરૂષના હાથમાં નથી. સ્ત્રીઓમાં આ સંગઠન સ્ત્રીઓ જ બરોબર કરી શકે. તેથી બહેનોને મારી સલાહ છે કે તેઓ આ ક્ષેત્રને ખાસ પોતાનું બનાવી લે.

પચીસ દિવસની યાત્રા દરમ્યાન મેં તકલીની ભારે શક્તિ જોઇ લીધી. એકંદરે તકલી રેંટિયા કરતાં ઘણું વધારે કામ આપી શકે છે એમ મને લાગે છે. કેમકે તેનો ઉપયોગ જ્યાં કરવો હોય ત્યાં થઈ શકે છે.

આ અહિંસાના યુદ્ધમાં આપણાં હથિયારો બહુ નાનાં હોય છે પણ તેમની શકિત ઘણી હોય છે, કેમકે તેમાં ઇશ્વરનું બળ છે.

એટલે તકલીરેંટિયાને વિષે જે બહેનોને વિશ્વાસ છે અને જે બહેનો પ્રતિવર્ષ સાઠ કરોડ રૂપિયા બચાવ-વવામાં સ્વાર્પણ કરવા ઇચ્છે તેઓ આ બહિષ્કારના

કામને અને કાંતણપ્રચારના કામને હાથ ધરે.

યાદ રાખવું ઘટે છે કે આ કામમાં પડનારી બહેને ગામડાંઓમાં પ્રવેશ કરવા તૈયાર રહેવું જોઇએ.

જે બહેનને આ બન્ને કામમાં વિશ્વાસ ન હોય પણ એકમાં જ હોય તો તે એક જ કામને હાથ ધરે. મેં તો મજકૂર બે પ્રવૃત્તિઓ સૂચવી છે કે જેની મારફત લાખો બહેનો પોતાનો વિકાસ સાધી શકે છે ને સ્વરાજયજ્ઞમાં પૂરો ભાગ લઇ શકે છે.

['નવજીવન'માંથી]

# (૩) બહિષ્કાર અને ખાદી

( મહાત્મા ગાંધીજી )

ખાદી વિના બહિષ્કાર કદી સિદ્ધ ન થઈ શકે એમ જેઓ માને છે તે જાણે છે કે બહિષ્કૃત કપડાંને બદલે ખાદી મેળવાય તો જ તેટલો બહિષ્કાર ફળ્યો ગણાય ને પાછળથી પસ્તાવું ન પડે. એટલે બહિષ્કારને અંગે આપણી પાસે મોટામાં મોટો પ્રશ્ન અત્યારે ખાદીઉત્પત્તિનો જ છે. એ ન હોય તો વિદેશી વસ્ત્ર આગલેથી નહિ તો પાછલે બારણેથી હિંદુસ્તાનમાં આવ્યા જ કરે. આવી સ્થિતિમાં ખાદીભંડારોએ શું કરવું એ વિચારવાજેવું છે.

## મુંબઇવાસી પ્રત્યે

અને આમાંયે મુંબઇના ભંડારે શું કરવું ? મુંબઇનો ભંડાર આખા હિંદુસ્તાનમાં મોટામાં મોટો છે. તેની પાસે ચોમેરથી ખાદી આવે છે, પણ બધી જગ્યાએ ખાદીની ખપત વધવાથી મહામુસીબતે ખાદી થોડીક આપી શકે છે.

આ સ્થિતિમાં જો મુંબઇનો ભંડાર કંઇ યુક્તિ ન શોધે તો તેણે દરવાજા બંધ કરવા જોઇએ. આ બાબતની વાટાઘાટ કરતાં શ્રી. વિઠ્ઠલદાસ જેરાજાણીને મેં કહ્યું: "તમારે હવેથી ઘરાકોની પાસેથી પૈસાને બદલે હાથે કાંતેલું સૂતર માગવું. આમ કરશો એટલે જેઓ ખરેખર ખાદીની વાટે જ બહિષ્કાર કરવા માગે છે તે જ ખાદી લેવા આવશે. આમ કરતાં ખાદીની ખપત નિર્મળ થશે, કાંતનારની સંખ્યા વધશે ને સૂતરનો ઢગલો થશે. અને જ્યારે બધું બરોબર ગોઠવાઇ જશે ત્યારે પાછો ખાદીનો પહાડ ઉભો થશે. સૂતર પોતે કાંતેલું હોય તો ઉત્તમ, પણ તેમ ન બની શકે તો આખા કુટુંબનું સૂતર એકઠું કરે. ચતુર મનુષ્ય ગામડાંમાં પહોંચી સૂતર કંતાવે ને લાવે. કરોડોની વસ્તીમાંથી સૂતર પેદા કરવું એ સાવ સહેલું છે. સૂતર આવે તેને તુરત વણાવવાની સગવડ તમારે કરી લેવી જોઇએ. મુંબઇમાં વણકરો ઘણા છે. બહિષ્કાર થતાં પરદેશી સૂતર તો બજારમાં ન જ જવું જોઇએ. સ્વદેશી

મિલોનું સૂતર હોય. તે મિલો પણ જો સમજે તો હાથે કાંતેલા સૂતર સાથે હરીફાઇ ન કરે. વણકરો જેનામાં સ્વદેશપ્રેમ ઉત્પન્ન કરી શકાય તેઓ પણ હાથે કાંતેલા સૂતરને જ વણશે. "

"પણ પ્રજા આમ કરતાં રિસાઇ જાય તો ?" ભાઈ જેરાજાણીએ પૂછયું.

"જાણનાર તો કદી નહિ રિસાય, ન જાણનાર રિસાવાના હોય તો ભલે રિસાય. તેઓ ખાદી નહિ પહેરે તો તેઓ ખોશે. ખાદીને કશું ખોવાપણું નથી."

મારી યુક્તિનો અમલ કરતાં બહિષ્કારમાં ખાદીનું સ્થાન ક્યાં છે એ પણ બરોબર સમજાઈ જશે. આપણને જો ખરેખર વિશ્વાસ હોય કે ખાદી વિના બહિષ્કાર સિદ્ધ નહિ જ થાય તો પછી આપણે ખરી વાત કહેતાં શાને ડરીએ ? આપણો ધર્મ ખરૂં કરવાકરાવવાનો છે, પરિણામ ઇશ્વરાધીન છે.

પણ મુંબઇને જો હું ઓળખતો હોઉં તો મારી ખાતરી છે કે મુંબઇ મારી યુક્તિને સમજી જશે,

રિસાશે કદી નહિ, પણ યથાશક્તિ મદદ જ કરશે.

તકલીને આપદ્‌ધર્મ સમજી વાંસ ને ઠીકરામાંથી સુંદર તકલી બનાવી પોતે જ રૂ પીંજીને સહુ સૂતર બનાવવા મંડી જાય. રોજના બે કલાક અપાય તોયે બસ થશે. ખાદીભંડારના બધા માણસો પણ તકલીના વિશારદ થઈ જાય, લોકો આવે તેમને તકલી બનાવતાં, પીંજતાં, સૂતર ઓળખતાં શીખવી લે. આવું છ માસ ચાલે તો ખાદીની તાણ કદી ન પડે. આટલું પણ સમજવાનું છે કે જો ખાદીની ભાવના વ્યાપક સ્વરૂપ પકડે તો ગામડાંને તો ખાદીની ખોટ ન જ પડે. કેમકે ગામડાં તો તુરત પોતાપૂરતી ખાદી ઉત્પન્ન કરી લે.

એક પ્રશ્ન મુંબઇમાં બધેય ઉત્પન્ન થવાજોગ છે: 'તમે એક તરફથી સામુદાયિક સવિનય ભંગ કરાવી રહ્યા છો ને બીજી તરફથી તકલી ચલાવવાનું કહો છો. સવિનય ભંગ કરનારને ભંગની ધમાલમાં તકલીનું સૂઝે જ ક્યાંથી?' ભંગમાં ધમાલ હોય, સવિનય ભંગમાં ધમાલ શી? સવિનય એટલે શાંતિમય. શાંતિ એ

ધમાલનો વિરોધી શબ્દ છે. આપણા ભંગમાં ખરી શાંતિ હોય તો તકલી વધારે જોરથી ચાલે, કેમકે તકલી તો શાંતિની મૂર્તિ છે. છાવણીઓમાં ફરતાં હું જોઉં છું કે ઘણી જગ્યાએ સૈનિકો આળસમાં સમય ગુજારે છે ને કહે છે: 'અમને કામ આપો કાં તો પકડાવો.' પકડાવવાનું છેક મારા હાથમાં નથી. કામ આપી શકાય છે, ને તે તકલી છે, પીંજણ છે. હજારો સૈનિકો અત્યારે તો હજારો તોલા સૂતર રોજ આપી શકે છે. હજાર તોલા સૂતર એટલે પચીસ શેર સૂતર, એટલે ઓછામાં ઓછા પોણોસો ચોરસવાર ખાદી. એક દિવસની આપણી જરૂરિયાત સવા ઇંચની ગણાય; એટલે કે બે હજાર એકસો જણની રોજની જરૂરિયાત પૂરી પડી. આ પરિણામ હરકોઇ માણસને આશ્ચર્ય પમાડે એવું છે. પણ જેઓ 'બહુ તાંતણ બળિયું'નો ન્યાય જાણે છે તેમને આ આશ્ચર્ય નહિ પમાડે. એક તોલો સૂતર કાંતનાર પોતાને સારૂ ને બીજા સવા જણને સારૂ ખાદીનો સામાન તૈયાર કરે છે. એક તોલો સૂતર દરેક જણ રમતવાતમાં કાંતી શકે છે, ને જો

આપણે શાંત યુદ્ધ ચલાવતા હોઈએ તો આપણે ચોકી કરતાં, ગોળી ખાતાં પણ તકલી ચલાવી શકીએ. આપણે શરીરની રક્ષા તો નથી કરવી. ધારો કે આપણે મીઠાના સરકારી અગરોનો કબજો લેવા ગયા, તેઓ કબજો નથી આપતા. આપણે મોરચો મારી ઉભા છીએ, એટલે આપણને પકડે અથવા ગોળીએ મારે અથવા લાકડી ચલાવે આ બધું કરે ત્યાં લગી આપણે શાંત ચિત્તે કાં તકલી ચલાવતા ન હોઈએ? એ સત્યાગ્રહીનું હથિયાર છે. તેની બંદૂક ને આપણી ઠીકરાની ને વાંસની બનેલી તકલી! મને આના જેવું કશું વધારે ભવ્ય નથી લાગતું. મુંબઇ અને બીજાં શહેરો અને ગામડાં આ વધાવી લેશે?

વળી વિચારીએ. કરોડો માણસો ગોળી ખાવા નહિ નીકળે, આખો દહાડો મીઠું નહિ સારે, કરોડો માણસો સરઘસમાં નહિ નીકળે. બૈરાં, બચ્ચાં ઘરડાં, શું કરશે? જો આ બધાં પણ સૂતર કાંતે તો સ્વરાજ્ય-યજ્ઞમાં પૂર્ણ ભાગ લે છે.

['નવજીવન'માંથી]

# (૪) તકલી દ્વારા બહિષ્કાર

( મહાત્મા ગાંધીજી )

અનુભવી ખાદીકાર્યકર્તાઓ કહે છે કે પરદેશથી જેટલું કાપડ આવે છે તેટલું આપણા જ દેશમાં તૈયાર કરી લેવું હોય તો ૫૦ લાખ રેંટિયા રોજના પાંચ કલાક પ્રમાણે ચાલવા જોઈએ. લોકોનાં ઘરમાં એટલા રેંટિયા હશે જ. પરંતુ એ બધા માળિયેથી ઉતારતાં અને ચાલુ કરતાં વખત લાગે. કાંતવાનો જે ઉત્સાહ પ્રગટયો છે તેને પહોંચી વળી શકાય, એટલી ઝડપથી નવા રેંટિયા બનાવી શકાય નહિ. વળી નવા રેંટિયા તૈયાર કરાવતાં કાંઈક મૂડી પણ જોઈએ. આપણે કરોડોનો વિચાર કરીએ તો તો જણદીઠ એક રૂપિયાની મૂડીનુ રોકાણ થાય; તોપણ આંકડો કરોડોનો થઈ જાય અને આપણે તો ઓછામાં ઓછી મૂડીથી કામ કરવા ઇચ્છીએ છીએ. વળી બની શકે તેટલા વધુ માણસોને બને તેટલું જલદી કાંતણ શીખવવા આપણે માગીએ છીએ. આ

તકલી દ્વારા જ થઈ શકે એમ છે. રેંટિયા ઉપર સૂતરની સરેરાશ ઉત્પન્ન ૩૦૦ વારની ગણીએ, તો તકલી ઉપર ૧૦૦ વારની ગણવી જોઈએ. એટલે પચાસ લાખ રેંટિયા ઉપર જેટલું સૂતર કાંતી શકાય તેટલું સૂતર કાઢવા માટે દોઢ કરોડ તકલી ચલાવવી જોઈએ. વળી કાંતનાર પાંચ કલાક ન કાંતે અને એક જ કલાક કાંતે તો સાડાસાત કરોડ તકલી ચાલવી જોઈએ. સાડાસાત કરોડ એટલે હિંદુસ્તાનની આખી વસ્તીનો ચોથો ભાગ.

રાષ્ટ્રને આઠ કરોડ માણસો એક કલાક આપે તેનો વિચાર કરતાં આપણું માથું ભમે છે, તેનું કારણ આપણી અશ્રદ્ધા છે. પરંતુ રાષ્ટ્રમાં જો સાચી જાગૃતિ આવી હોય તો હિંદુસ્તાનના દર ચાર માણસોમાંથી એક માણસ સ્વાતંત્ર્યની કિંમત તરીકે રોજનો એક કલાક આપે એ કશી મોટી વાત નથી.

તે ગમે તેમ હો, પણ દરેક કાર્યકર્તાએ શ્રદ્ધાપૂર્વક તકલી ગ્રહણ કરવી જ જોઈએ. સ્વ. મગનલાલ ગાંધીએ શહેરી લોકો માટે યોજેલી લોઢાની તકલીનો તેઓ

વિચાર ન કરે. લોઢાની આઠ કરોડ તકલીની માગણી એકદમ થાય તો તેને માટે પણ સારી મૂડીનું રોકાણ થાય અને એટલી તકલીઓ તૈયાર કરતાં પણ ઠીકઠીક વખત જાય. એટલે આપણા મગજમાંથી લોઢાની તકલીનો ખ્યાલ આપણે કાઢી જ નાખવો જોઈએ. વાંસની સળી અને ઢબુના વજનના ઠીકરાની અથવા નકામા થયેલા સિક્કાની તકલી બનાવી શકાય. તેને માટે અણીદાર અને સારી ધારવાળું ચપ્પુ–એટલાં જ ઓજારની જરૂર છે. ચપ્પુની અણીથી કાણું પાડી શકાય. વિગતવાર સૂચનાઓ નીચે પ્રમાણે છે:

## તકલી કેમ બનાવાય ?

૧. ભાગેલું માંગલોરી નળિયું અથવા સ્લેટ અથવા એવું કંઈ લઇને તેની પૈસાના કદની ચકરડી બનાવવી. ધીમેધીમે ધાર ભાંગી નાંખીને ઘસીને તેને ગોળ બનાવી શકાય.

૨. બરાબર વચમાં કાણું પાડવું. કાણું એક બાજુએ સહેજ પહોળું હોય.

૩. સૂકા વાંસની સાત ઇંચ લાંબી સળી લઇ ચપ્પુથી છોલી તેને લીસી બનાવવી. તેની જાડાઈ પેનસિલ જેટલી હોય. આ સળીને છોલતાં નીચેથી જાડી રાખવી અને ઉપરને છેડેથી ગૂંથવાના સળિયા જેટલી પાતળી બનાવવી. ઉપરના પાતળા છેડાથી અર્ધા ઇંચને છેટે તેમાં એક ખાંચો પાડવો, જેથી સૂતર તેમાં ભરાવી શકાય.

૪. જાડો ભાગ નીચે રહે અને ઝીણો ખાંચાવાળો ભાગ ઉપર રહે એવી રીતે આ સળિયો પેલી ચકરડીમાં ખોસવો.

૫. સપાટ જગ્યા ઉપર આ તકલીને ફેરવી જોવી. ભમરડા જેવી સરખી ફરે તો આ તકલી ખરી છે એમ માનવું. પરંતુ ધ્રૂજ્યા વિના તે એકસરખી ન ફરે તો જાણવું કે કાં તો કાણું સીધું નથી અથવા ચકરડીના બરાબર મધ્ય ભાગમાં નથી અથવા તો સળિયાને સારી રીતે છોલેલો નથી. ભૂલ પકડી પાડીને સુધારી લેવાનું કામ સહેલું છે.

એક અઠવાડિયાના મહાવરા પછી તકલી ઉપર એક

કલાકમાં વધુમાં વધુ ૧૧૦ વાર કંતાયાનો દાખલો છે. અને ઉપર જણાવી એવી તકલી બનાવતાં અડધો કલાક લાગે છે.

તકલી બનાવવાનું કામ આનંદદાયક ગમ્મત જેવું છે. અને તકલી કાંતવામાં પણ ચોખ્ખો આનંદ જ છે. તકલી એ દુઃખી હૃદયનો વિસામો અને મૂક સાથી છે. રેંટિયામાં તો સંગીત પણ હોય છે એટલે ધ્યાનમાં તે એટલો વિક્ષેપ પાડે. જ્યારે તકલી પોતાના મૌનથી જ ઘણું કહે છે. તેથી જ તો એ કરોડો મૂંગા લોકોની વિશેષ યોગ્ય પ્રતિનિધિ છે. એકવાર અજમાવી જુઓ અને અમારામાંના ઘણા જે આનંદ અનુભવે છે તે તમે પણ અનુભવશો. કોઇ પણ રીતે જે ભાઇ અથવા બહેન કાંતે છે તે દેશની સંપત્તિમાં તેટલે દરજ્જે વધારો કરે છે. બહિષ્કારની ચળવળને વેગ આપે છે અને સ્વરાજ્યને વિશેષ નજીક આણે છે.

['નવજીવન'માંથી]

# (૫) ખાદી વિષે સાવચેતી

( મહાત્મા ગાંધીજી )

અત્યારે ખાદી બજારમાં મેળવવી મુશ્કેલ થઇ પડી છે, ત્યારે જેને નથી દેશની દાઝ, નથી પોતાની લાજ, પણ જેને માત્ર જેમતેમ કરીને પૈસા જ કમાવા છે તેવા વેપારી ગમે તે રીતે ગમે તેવી ખાદી લેવા ઇચ્છે છે અને ખાદીને નામે બે રૂપિયાનું મિલનું કપડું આઠ રૂપિયાને ભાવે વેચતાં આંચકો નથી ખાતા. આવાઓથી ખાદીધારીને બચાવવાના ઇરાદાથી શ્રી શંકરલાલ બેંકર નીચે પ્રમાણે લખે છેઃ—

"હાલ લડતને લઈને ખાદીને માટે ચારેકોર અસાધારણ માંગ નીકળી છે, એ માંગને લઈને દેશી મિલના કે પરદેશી કાપડના વેપારીઓએ તથા દુકાનદારોએ પોતાની દુકાન પર ખાદી કે ખાદીના જેવું કાપડ ખાદી તરીકે વેચવાની શરૂઆત કરી દીધી છે. થોડી પણ શુધ્ધ ખાદી હોય તો તે સાથે બીજો માલ પણ નીકળી

શકે, એટલે ઘણા દુકાનદારો થોડા પ્રમાણમાં પણ શુદ્ધ ખાદી મેળવવા આગ્રહ રાખે છે, અને તે માટે પોતે જાતે કે એમના એજન્ટો તિરૂપુર, આંધ્ર, રજપૂતાના, પંજાબ વગેરે ઉત્પત્તિકેન્દ્રો પર ખાદી ખરીદવા પહોંચી જાય છે: અને તેઓ અનુભવને અભાવે કે ગમે તે રીતે પણ થોડી ખાદી મેળવવાની ચટપટીમાં, હલકા પોતની ખાદી,–સંઘ નાપાસ કરે એવી ખાદી,–કે મિશ્ર ખાદી પણ મોંઘે ભાવે ખરીદે છે. આથી અનેક પ્રકારે મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. પ્રથમ તો ઉત્પત્તિકેન્દ્રમાં કામ બગડે છે. આટલા વખતના પ્રયાસથી સૂતર અને કાપડની જાત તથા ભાવ માટે જે ધોરણો બંધાયાં છે તે શિથિલ થઇ જાય છે,–તૂટી જાય છે, એટલુંજ નહિ પણ મિશ્ર માલ પણ દાખલ કરી દેવાની લાલચ વણકરો તથા ઉત્પત્તિ કરનારાઓમાં પેદા થાય છે. બીજી તરફથી પ્રમાણિત ભંડારોને હાલ જે થોડીઘણી ખાદી પણ મળ્યા કરે છે તે પણ પુરી પાડવી મુશ્કેલ થઇ પડે છે. આ સ્થિતિ જોઇ આપની સંમતિથી સર્વે પ્રાંતીય શાખાઓને

એવી સૂચના આપી દીધી છે કે પ્રાન્તનાં ઉત્પત્તિકેન્દ્રો પોતાનો બધો માલ પોતાના જ પ્રાન્તની શાખાને આપે કે એમની મારફતે જ વેચે, અને સંઘના કે પ્રમાણિત ભંડારો પોતાને જોઇતો માલ પ્રાંતીય શાખા મારફતે મેળવે, તેમજ અપ્રમાણિત દુકાનો વગેરેને ખાદી વેચવાનું બંધ કરી દેવામાં આવે પણ એટલેથી હવે સ્થિતિ સુધરે એમ લાગતું નથી. એ સબંધમાં પ્રજા તેમજ વેપારીઓને પણ બધી પરિસ્થિતિ સમજાવી જાહેર રીતે યોગ્ય સૂચના આપવાની જરૂર જણાય છે. આને અંગે મને જે સૂઝે છે તે નીચે જણાવવા રજા લઉં છું.

જે પ્રજા ખાદીને મદદ કરવા ઇચ્છે છે તે સમજે તો પ્રમાણિત સંસ્થા પાસે જ ખાદી ખરીદે; બીજી દુકાનો ઉપર શુદ્ધ ખાદીનાં પાટિયાં હોય, શુધ્ધ ખાદી માટે ખાતરી અપાતી હોય તોપણ ત્યાંથી ખાદી કે એ નામથી વેચાતું બીજું કાપડ ખરીદવાનું બિલકુલ છોડી દે. પ્રમાણિત ભંડારોમાંથી જોઇએ તેવી, પૂરતા પ્રમાણમાં કે બિલકુલ પણ ખાદી ન મળે તોપણ બીજી દુકાનેથી

ખાદી ન ખરીદ કરે; ખાદી વગેરે ચલાવે અને પ્રમાણિત ભંડાર ખાદી આપી શકે તો જ તે ખરીદે. જો ખાદીને મદદ કરવાની ઇચ્છાવાળી પ્રજા આ પ્રમાણે કરે તો ખાદી સિવાય બીજું કાપડ વેચનારી અપ્રમાણિત દુકાનોના માલિકો ઉત્પત્તિકેન્દ્રો પર આજે દરોડો પાડે છે તે દરોડો પાડતા બંધ થઇ જાય. આમ કરવાથી પ્રજાને પણ અંતે તો લાભ જ થવાનો છે. થોડોક વખત ખાદી નહિ મળે એ ખરૂં, પણ આજે ખાદીને નામે છેતરાઇ મિલનાં કે વિદેશી કાપડનાં પણ વધુ દામ આપે છે એ નહિ આપવાં રહે. આ સંબંધમાં બીજા કાપડના વેપારીઓ તથા દુકાનદારોને પણ કદાચ કહી શકાય એમ મને લાગે છે. બધા જ વેપારી કેવળ સ્વાર્થથી જ પ્રેરાયેલા નહિ હોય. કેટલાક ખાદીને મદદ કરવાની ઇચ્છાવાળા પણ હોય, અને પોતાની પ્રવૃત્તિથી ખાદીને નુકશાન થાય છે એમ જાણે તો કદાચ પોતાની પ્રવૃત્તિ બંધ કરે કે બીજી દિશામાં પણ વાળે. એટલે એમની આગળ પણ પરિસ્થિતિ મુકાય તો સારૂં એમ

મને લાગે છે. જેઓ પોતાની દુકાન પર બીજું કાપડ પણ રાખે છે અને સંઘનું પ્રમાણપત્ર ધરાવતા નથી તેઓ પોતાની દુકાન પર ખાદી ન જ રાખે, પોતાની દુકાન માટે ખાદી ખરીદવા પ્રયત્ન ન જ કરે, એટલી સૂચના હાલના સંજોગોમાં એમને સ્વીકારવા કહેવું જોઈએ. સારા વેપારીઓને એટલી સૂચના હાલના સંજોગોમાં સ્વીકારવા કહેવું જોઈએ. સારા વેપારીઓ એટલી સૂચના સ્વીકારી ખાદી રાખવાનું છોડી દે અને પ્રજા પણ સમજી જાય કે અપ્રમાણિત દુકાનોએ ખાદી રાખવાની નથી તો એ નિયમનો ભંગ કરનારા વેપારીઓને પ્રજા પણ ઓળખી લેશે અને એમના પ્રપંચમાંથી બચી જશે. મિલો ખાદી બનાવે એ તો ખોટું જ છે, પણ વેપારીઓને તો ખાદીની ઉત્પત્તિ વધે તો ખાદી રાખવાનું કહેવું પણ પડે, પરંતુ હાલના સંજોગોમાં આ નિયમ આવશ્યક લાગે છે, અને તે સ્વીકારવા વેપારીઓને કહેવું અનુચિત નહિ ગણાય.

આ સંબંધમાં કૃપા કરી યોગ્ય સલાહ આપશો,

અને બની શકે તો 'નવજીવન' તેમજ 'યંગ ઈન્ડિયા'માં સૂચના મૂકશો, કારણ કે ગુજરાત સિવાય બીજા પ્રાન્તોમાંથી પણ આ સંબંધી ફરિયાદ આવતી થઈ ગઈ છે."

આ જ વિચારોને હું મળતો આવું છું, ને મારી ઉમેદ છે કે ચરખાસંઘે જેને પ્રમાણપત્ર ન આપ્યું હોય એવે ઠેકાણેથી કોઇ ખાદીને નામે વેચાતું કપડું નહિ લે. જે બહિષ્કારની રીત પૂરી સમજી ગયા છે ને જે જાણે છે કે ખાદી વિના બહિષ્કાર નથી જ તેઓ ખાદી ન જ મળે તો રાહ જુએ, પણ ઉતાવળ કરીને છેતરાઇને ખાદીને નામે બીજું કપડું ન પહેરે.

ચરખાસંઘે પસંદ કરેલા ભંડારમાં ખાદી રાખવાના પ્રયત્ન ચાલી રહ્યા છે. જે નવી રીત મેં બતાવી છે તે લોકો સમજી જશે તો ખાદીનો ઢગલો થોડા જ દિવસોમાં થશે. ખાદી પહેરનાર સૂતર કાંતે ને કંતાવે. કંતાવનાર જાણીતી બજારમાંથી સૂતર ન ખરીદે, પણ નવા કાંતનાર પેદા કરે; એટલે–

૧. પોતે કાંતે,
૨. પોતાનાં સગાં પાસે કંતાવે,
૩. પોતાનાં પડોશી પાસે કંતાવે,
૪. પોતાની આસપાસનાં ગામડાંમાં નવા રેંટિયા વસાવે અથવા તકલીથી કંતાવે, અને
૫. પોતાની અસરમાં રહેલી નિશાળો વગેરેમાં રહેતાં બાળકો અને શિક્ષકો પાસે કંતાવે.

આ તો મેં કેટલાંક ક્ષેત્રો જ ગણાવ્યાં. આ ત્રીસ કરોડની વસ્તીવાળા દેશમાં કપાસ પિંજાવવાના ને સૂતર કંતાવવાના અસંખ્ય રસ્તાઓ મળી આવે ને બધાં જાણનાર ભાઈબહેનો મહેનત કરે તો દેશનો રંગ બદલાઈ જાય એને વિષે મારા મનમાં મુદ્દલ સંદેહ નથી.

લાલચુ વેપારીઓને મારી વિનંતિ છે કે તેઓ ખાદીને પોતાની લાલચના ક્ષેત્રથી દૂર રાખે. તેઓ ખાદીનો વેપાર જ ન કરે; ને કરે તો શુદ્ધ ખાદીનો જ ને પ્રમાણિકપણે કરે. ખાદીને વિષે એવું ન કહેવાઓ કે ખાદીની અછત થાય, ત્યારે ખાદી મોંઘી પડે છે.

ખાદી જ્યારે પોતાનું સ્થાન મેળવે, ત્યારે તેની અછત સંભવે જ નહિ. રૂ ઘરનું ને કસબ ઘરનો પછી અછત શાની ? આજે તો આપણે દેવાળિયાનો વેપાર કરીએ છીએ; રૂ ઘરમાં હોવા છતાં તેને પરદેશ મોકલીએ છીએ, ને હાથનો ધંધો છતાં હાથને આળસુ કરી પરદેશથી મંગાવીને કાપડ પહેરીએ છીએ. આ જાગૃતિને અને શુદ્ધિને સમયે આપણી મંદતા છોડી આપણે ઉદ્યમી થઇ વિદેશી કાપડનો બહિષ્કાર ખાદીવાટે સંપૂર્ણ રીતે સફળ કરીએ.

[ 'નવજીવન'માંથી ]

# (૬) ખાદીપ્રેમીઓ ચેતજો !

( મીરાંબ્હેન )

ખાદીપ્રેમીઓ અને બહિષ્કારની ચળવળના શુભેચ્છકો સાવધાન ! ચારે બાજુથી તમે એક ભયંકર આફતમાં સપડાઇ રહ્યા છો !

તમે બધા ખાદી માગો છો અને વેપારી તમને શુદ્ધ સ્વદેશી ખાદી કહીને જે આપે છે તે કાપડ ખરીદવા બજારમાં તમે દોડયાદોડયા જાઓ છો. પણ તે ખાદી હોતી નથી! ઘણુંખરૂં તો એ ખાદી જેવું દેખાય તે રીતે કાંતેલું અને વણેલું મિલનું (મોટેભાગે પરદેશી) કાપડ હોય છે અથવા તો મિલના જાડા સૂતરમાંથી સાળ ઉપર હાથે વણેલું કાપડ હોય છે. તેવું સૂતર પરદેશથી ઢગલાબંધ આવે છે. (ખાદીની માગ વધી પડવાને લીધે આવા હલકા માલની પેદાશ શરૂ થઇ છે.)

આવું કાપડ ખરીદીને તમે શું કરી રહ્યા છો તે જુઓ. તમે પરદેશના આપણું ધન હરનારાઓને મદદ

કરો છો, અને હિંદુસ્તાનના ગરીબ કાંતનારાને નુકસાન કરો છો. પણ તમે કરવા માગો છો તો તેથી ઊલટું જ.

અને હવે તો એક જે નવી વાત શરૂ થઈ છે એમાં જો તમે સપડાયા તો તો વળી વિશેષ ખરાબી છે અને એમાં કાંતનારાઓને તેથી પણ વિશેષ નુકસાન થવાનું છે. અત્યારસુધી શુદ્ધ ખાદી ઉત્પન્ન કરવામાં રોકાયેલાં કાંતનારાઓ અને વણનારાઓને સિદ્ધાંત વિનાના કેટલાક વેપારીઓ પોતાના હાથમાં લેવા લાગ્યા છે તેમજ તેમને વધારે મજૂરીની લાલચ આપીને હલકી તેમજ મિશ્ર ખાદી મોટા પ્રમાણમાં તૈયાર કરાવવા લાગ્યા છે. પછી તે ખાદીને બજારમાં ઘણી મોટી કિંમતે વેચવામાં આવે છે, અને ઉત્સાહમાં ને ઉત્સાહમાં તમે તેને ખરીદવા લાગો છો. આથી કરીને હલકી જાતની તેમજ બનાવટી ખાદી બજારમાં ઉભરાવા લાગી છે, એટલું જ નહિ પણ કાંતનારાઓ અને વણનારાઓ આવા હલકા તથા અસ્થિર ધંધામાં ખેંચાઈ જતા હોવાથી શુદ્ધ ખાદીની પેદાશને પણ મોટો ધોકો પહોંચ્યો છે.

**તમે આ બાબતમાં શું કરી શકો તેમ છો ?**

પ્રથમ તો ચરખાસંઘના પ્રમાણપત્રવાળી દુકાનેથી જ્યાં સુધી ખાદી ન મળે ત્યાં સુધી કદી ખાદી ખરીદતા નહિ, અને માગ વધારે રહેવાને કારણે જો તમને જોઇતી ખાદી હાલ તરત ખાદીભંડારમાં ન મળે તો થોભી જાઓ. પરંતુ બજારમાં દોડીને બનાવટી ખાદી ન ખરીદી લાવો.

**ખાદી અને બહિષ્કારની ચળવળનું સત્યાનાશ વાળનાર, બજારમાં વેચાતા આ બનાવટી કાપડને વાપરવું એના કરતાં થોડો વખત ખાદી વિના ચલાવવું પડે તો ચલાવી લેવું એ હજાર દરજ્જે સારૂં છે.**

પરંતુ જેલ જતા પહેલાં થોડા જ વખત અગાઉ ગાંધીજીએ દરેક સ્ત્રી, પુરુષ તથા બાળકને આપેલી સલાહ જો તમે યાદ રાખો તથા અમલમાં મૂકો તો તમારે ખાદી વિના લાંબો વખત પણ નહિ ચલાવવું પડે. **દરેક જણ પોતાને જોઇતું સૂતર કાંતી લે.**

જેમને રેંટિયા ન મળે તે તકલી ચલાવે. એટલે દેશમાં તરત જ સૂતરના ઢગલા તૈયાર થશે. અત્યારની મુશ્કેલીમાંથી નીકળી જવાનો આ એક જ રાજમાર્ગ છે. પોતપોતાને ઘેર કાંતવાનું શરૂ કરો, કાળજીથી સુતરની લટો બાંધો અને તેનું કપડું વણાવો. આ રીતે તમને શુદ્ધ ખાદી મળશે, એટલું જ નહિ પણ તે તમારી પોતાની હોવાથી તેને માટે તમને એક જાતનો એવો ભાવ પેદા થશે કે જેને અનુભવી જ જાણી શકે.

આ અખતરો કરી જુઓ. હું તમને ખાતરી આપું છું કે જાતે કાંતેલા સૂતરની ખાદી પહેરવામાં કોઇ અદ્‌ભુત આનંદ રહેલો છે.

જ્યારે દરેક ઘર પોતાને જોઇતું કાપડ કાંતીને તૈયાર કરી લેશે ત્યારે જરૂર આપણે શક્તિમાન થયા હઇશું. તે જ વખતે ઇંગ્લંડ નિરાશ થઇને હિંદુસ્તાનમાંથી અલોપ થઇ જશે અને આપણે જગતના બધા લુંટારૂઓના હાથ હેઠા પાડીશું.

આ કંઇ વ્યર્થ સ્વપ્ન નથી. આ તો કબૂલ કરવી પડે એવી અર્થશાસ્ત્રની ચોખ્ખી વસ્તુ છે.

૨

# કપડાંની કરકસર કરો

હિંદુસ્તાનની મિલોમાં તૈયાર થતું બધું કાપડ આપણે સ્વદેશી તરીકે ઉપયોગમાં લઇએ તોપણ ૨૦૦ કરોડ વારની આપણને તાણ રહેવાની. પરંતુ વાસ્તવિક રીતે હિંદુસ્તાનની મિલોમાંથી ૨૦ ટકા જેટલી મિલો પરદેશીઓની માલિકીની છે તથા તેમની વ્યવસ્થા પરદેશીઓ કરે છે. એટલે આ મિલોમાં તૈયાર થતું કાપડ સ્વદેશી કહી શકાય જ નહિ. તે બદલે બીજા ૫૦ કરોડ વાર કાપડની તાણ વધે. એમ લગભગ ૨૫૦ કરોડ વાર કાપડની તાણ આપણે પૂરી કરવાની છે.

તો હવે આપણે શું કરવું ?

રાતદિવસ કામ ચાલતું રાખીને તથા બીજી કેટલીક રીતે મિલો થોડેઘણે અંશે તેમની પેદાશ વધારી શકે તેમ છે. પરંતુ આપણે જો આપણી કાપડની પેદાશ મોટા પ્રમાણમાં વધારવી હોય તેમજ આપણા આમવર્ગની આર્થિક સ્થિતિ સ્વરાજ્ય માટે ચોકસ

પાયા ઉપર મૂકી દેવી હોય તો આપણે ખાદી તરફ જ નજર કરવી જોઇએ. પરંતુ તેટલી ખાદી તૈયાર કરવા માટે પણ વખત જોઇએ. જે વખતે લગભગ આપણા બધા જ કાર્યકર્તાઓ જેલમાં છે તે વખતે આખો દેશ કાંતવા માંડે અને તે સૂતરનું કાપડ ઝટઝટ વણાય એ પણ મુશ્કેલ છે. એટલે આપદ્‌ધર્મ તરીકે કોઇ ખાસ રસ્તો બધાએ સ્વીકારવો જોઇએ. અને તે રસ્તો પોતાનો કાપડનો વપરાશ ઓછો કરી નાખવાનો જ હોઇ શકે.

પંડિત મોતીલાલજી અને બીજાઓએ આમ કરવાની જરૂર આપણને ક્યારની જણાવી દીધી છે. એટલે હવે આ વાત આપણે ખરા દિલથી હાથ ઉપર લેવી જોઇએ, અને આપણાથી તે બાબતમાં જેટલું થાય તેટલું કરી છૂટવું જોઇએ.

દરેક જણે હવે વધારેમાં વધારે ચાર જોડ ( ધોતિયાં વગેરે કે સાડી વગેરે ) અને ઓછામાં ઓછાં બે જોડ કપડાં જ વાપરવાનો ખ્યાલ રાખવો જોઇએ. છેલ્લાં ચાર

વર્ષથી દર સાલ ત્રણ જોડ કપડાં મારી જરૂરિયાત માટે મને પૂરતાં માલૂમ પડયાં છે. અને મને ખાતરી છે કે દેશના સ્વાતંત્ર્યયુદ્ધના સમયમાં દર વર્ષે ચાર જોડ કરતાં વધારે કપડાં નહિ વાપરવાનું પગલું લેવામાં કોઇને વાંધો ન જ હોવો જોઇએ.

જો બધા એ પ્રમાણે કરે તો ખાદી ઉપર અત્યારે જે દરોડો પડયો છે, અને તેને કારણે આ અંકમાં બીજે ઠેકાણે જણાવ્યા પ્રમાણે જે વિકટ સ્થિતિ ઉભી થઇ છે તેમાંથી માર્ગ નીકળશે અને ખાદીની ઉત્પત્તિ વધારવાને તેમજ ઘેરેઘેર તેની ઉત્પત્તિ શરૂ કરવાને વખતની જે જરૂર છે તે પણ મળી રહેશે.

આપણે જે મહાન લક્ષ્ય સિદ્ધ કરવું છે તેનો ખ્યાલ કરીએ તો આટલો નાનો સરખો ભોગ આપવો એ બહુ ન કહેવાય.

[ 'નવજીવન 'માંથી ]

# (૭) ખાદી જ શા માટે ?

( મીરાંબ્હેન )

પરદેશી કાપડનો આપણે શા માટે બહિષ્કાર કરીએ છીએ ?

કારણ કે પરદેશી કાપડે હિંદુસ્થાનના ખેડૂતોની પાયમાલી કરી છે.

કેવી રીતે ?

પરદેશી કાપડે ખેડૂતોના આધારરૂપ એમના ગૃહ-ઉદ્યોગોનો નાશ કર્યો અને તેથી હવે તેમને વરસમાં ચારથી છ મહિના ફરજિયાત કામ વગર રહેવું પડે છે.

પરંતુ પરદેશી કાપડના બહિષ્કારથી તેમને તેમના ઉદ્યોગ પાછો મળશે ?

જરૂર, જો આપણે બધા ખાદીનો જ પ્રચાર કરીશું તો.

પણ મીલોના કાપડનો પ્રચાર કરવો વધારે લાભદાયી નથી ? મીલો તો કાપડ ઘણું જલ્દી બનાવી આપી શકે.

કેવો ભુલભરેલો વિચાર ! હિંદુસ્થાનની તમામ પ્રજાની જરૂરિયાત પૂરી થઈ શકે એટલી મીલો ઉભી

કરતાં કેટલો બધો સમય જાય અને સાંચાઓ માટે કેટલા બધા પૈસા પરદેશ મોકલવા પડે. વળી એટલી બધી મિલો ઉભી કરી શકાય એમ હોય તોપણ એમ કરવાથી તો હિંદુસ્થાનના લાખો માણસોની સ્થિતિ આજે છે તેવીને તેવી કંગાળ ને દયાજનક જ રહે.

ત્યારે ખાદીનો જ પ્રચાર કરવો જોઈએ, ખરું ને?

હાસ્તો. ખાદીનો જ પ્રચાર થવો જોઇએ. ખાદી એ જ હિંદુસ્થાનના અગણિત માણસોનું રક્ષણ છે. ખાદી એ જ નિરાશામાં ગરકાવ થઇ ગયેલા બેકારોનો ઉદ્યોગ છે.

**ખાદી એટલે?**

હિંદુસ્થાન માટે—

**સુખ**

**સંપત્તિ**

**ને આરોગ્ય**

# (૮) લુંટમાંથી બચો

( મીરાંબ્હેન )

પરદેશીઓની લુંટમાંથી બચવાનો એક જ સાચો માર્ગ છે અને તે એ જ કે જીવનની જરૂરીયાતની વસ્તુઓ ઘેર જ બનાવવી.

સ્થુળ જીવન માટે ખરેખર બે જ વસ્તુઓ આવશ્યક છેઃ

અન્ન અને વસ્ત્ર.

આ બન્ને વસ્તુઓ હિંદુસ્થાનની પ્રજા પોતાના ઘરમાં જ બનાવવાને શક્તિવાન છે.

માટે પરદેશીઓની લુંટનો ભોગ થઇ પડવાની તેને કશી જ જરૂર નથી.

આપણે આપણી કલ્પી લીધેલી નિર્બળતા દૂર કરીએ તો આપણે જલદીથી સ્વાધિન અને સ્વતંત્ર થઇ શકીએ.

# (૯) બહિષ્કાર કેમ કરવો?

## ૧ કાપડની કરકસર

આપણા દેશની સાધારણ રીતે વાર્ષિક ખપત ૫૦૦ કરોડ વારની છે. આમાંથી લગભગ ૩૦૦ કરોડ વાર જેટલું તો દેશમાં સ્વદેશી કાપડ તૈયાર થાય છે. આપણે કાપડની અત્યંત કરકસર કરીએ, એક વરસ સુધી નવું ન જ ખરીદીએ તો બાકીના ૨૦૦ કરોડ વાર વગર ચલાવી લઇ શકીએ. હકીકતે ૧૯૧૯–૨૦ માં પ્રજાએ ૩૦૦ કરોડ વારથી જ ચલાવ્યું હતું. દેશની સ્વતંત્રતા માટે આજે આપણે એટલું પણ નહિ કરીએ?

માટે કાપડ અત્યંત કરકસરથી વાપરો અને એક વરસ સુધી નવું ન જ ખરીદવાનો નિશ્ચય કરો.

બળેવ કે જન્માષ્ટમી આવે, દશેરા કે દિવાળી આવે પણ નવા કાપડ તરફ નજર ન કરશો. તમારાં સગાં સ્નેહીઓ પણ દેશ માટે સ્વતંત્રતા ઇચ્છે

છે અને બહિષ્કાર સફળ કરવા, કાપડની ભેટ સોગાદ નહિ કરો તો ખોટું નહિ માને.

## ૨ ઉત્પત્તિમાં વધારો

વરસ દિવસ કાપડ ન લેવાનો નિશ્ચય કરવો એ સચોટ તાત્કાલિક ઇલાજ છે. પણ વરસ દરમ્યાન નવું કાપડ કરવાના કામમાં સર્વેએ પોતાનો ફાળો આપવો જ જોઇએ.

કાપડની ઉત્પત્તિ વધારવામાં સૌથી મોટી મુશ્કેલી સૂતરની છે. મીલો જે સૂતર ઉત્પન્ન કરે છે તે ઘણે અંશે પોતે જ વણે છે. અને હાથની શાળોમાં જે સૂતર વપરાય છે તેમાંનો ઘણો ભાગ પરદેશી હોય છે અને તેથી તે કાપડ પરદેશી જ થયું. પણ હાથની શાળોને જોઇએ તેટલું સૂતર પૂરૂં પાડી શકીએ તો વણનારાઓનો આપણા દેશમાં તોટો નથી અને તેથી જોઇએ તેટલું દેશી કાપડ તૈયાર થાય.

માણસ દીઠ સરેરાશ કાપડની ખપત ૧૫ વારની ગણાય છે. એમાંથી ૯ વાર દેશમાં થાય છે એમ ગણીએ તો ૬ વારની ખોટ પૂરવાની થઈ. ૬ વાર માટે બે રતલ સૂતર જોઈએ. જો દેશની પ્રજાનો અડધો ભાગ કાંતવાને તૈયાર થાય અને દરેક જણ ચાર રતલ જેટલું કાંતે તો સૂતર જોઇતા પ્રમાણમાં મળી રહે. વરસનું ચાર રતલ સૂતર એટલે રોજનું ૧૦૦ વાર થયું. શું સ્વરાજ્ય મેળવવા આટલું પણ નહિ કરીએ ?



નિત્ય કાંતવાના યજ્ઞથી આપણે
દેશને બતાવી શકીએ છીએ કે
કેવળ તકલી ઉપર કાંતીને પણ
દરેક માણસ પોતાનું કાપડ
ઉત્પન્ન કરી શકે છે.

--ગાંધીજી

---

પ્રકાશકઃ ઇન્દુમતી ચીમનલાલ
મંત્રી, વિદેશી કાપડ બહિષ્કાર સમિતિ, ખાડીઆ-અમદાવાદ.
મુદ્રકઃ ગુલઝારીલાલ નંદા, મજૂર મુદ્રણાલય, ઘીકાંટા-અમદાવાદ.